૬૨૫૫

૬૨૫૫

૧૯

# ...ાનનો સંક્ષિપ્ત ઇતિહાસ.

૬૨૫૫

...કરીને ગુજરાતી ચોથા તથા પાંચમા
અને અંગ્રેજી પહેલા ધોરણના
વિદ્યાર્થીઓને માટે છપાવી
પ્રગટ કર્યો છે.

મુંબઈ:
...સમાચાર પ્રીંટીંગ પ્રેસમાં.

સને ૧૮...

६२५५

# હિંદુસ્તાનનો ઇતિહાસ.

—:o:—

## પ્રકરણ ૧ લું.

### પરદેશી રાજાઓની સ્વારી.

ઇરાનના બાદશાહ દારાયસ હીસ્તાસ્પીસે ઇ. સ. પે. ૫૧૮ માં હુમલો કરી સિંધુ નદીના કાંઠે આવેલા મુલકો તાબે કર્યા હતા.

ત્યારપછી યુનાનનો સિકંદર બાદશાહ (એલેક્ઝાનડર ધી ગ્રેટ) પંજાબના હાકેમ પોરસને જેલમને કાંઠે હરાવી સટલજ નદી સુધી વધી આવ્યો ઇ. સ. પે. ૩૨૭.

સિકંદર નસંતાન મુવો, પછી તેના વિશાળ રાજ્યના ભાગ થયા, જેમાંનો મોટો ભાગ સેલ્યુકસ નામે તેના એક સેનાપતિને મળ્યો. આ સેનાપતિએ મગધના રાજા ચંદ્રગુપ્ત સામે સ્વારી કીધી. પણ તેમાં કાંઇ ફાવ્યું નહીં ત્યારે તેની જોડે સલાહ કરી અને પોતાની છોકરીને ચંદ્રગુપ્ત સાથે પરણાવી.

ચંદ્રગુપ્તના વખતમાં ભરતખંડમાં સ્વતંત્ર રાજ્યો ઘણાં હતાં. એમાંનાં ઘણુંક એણે અને એના વંશજોએ તાબે કર્યાં. એ વખતે લોક ઉદ્યોગી અને ધનવાન હતા. વિદ્યામાં ભરતખંડની પ્રજા કોઇ બીજી પ્રજાથી ઉતરતી ન હતી. બ્રાહ્મણો વિદ્યા શિખી ધર્મગુરૂનું કામ કરતા. દેશમાં ભારે હુન્નર તથા વેપાર ચાલતા. પ્રજા પાળવામાં અને દેશ સુધારવામાં ચંદ્રગુપ્તનો પૌત્ર અશોક બહુ વખણાયો છે. રસ્તા, ધર્મશાળા, તળાવ, કુવા, દેહેરાં વગેરે લોકોપયોગી કામોમાં એણે બહુ નાણું ખરચ્યું. આ સમયે તિબેટ, બ્રહ્મદેશ, સીયામ, ચીન વગેરે દેશોમાં બૌદ્ધ

ધર્મનો ફેલાવો થયો. ચંદ્રગુપ્તનું વંશ મૌર્ય વંશને નામે ઓળખાતું હતું. આ વંશની આખરે બૌદ્ધ ધર્મની પડતી થઇ ને તેને ઠેકાણે બ્રાહ્મણ ધર્મ ફેલાવા માંડયો. આ પંથ વધતાં વધતાં એટલો ફેલાવો પામ્યો કે હિમાલય પર્વતથી કન્યાકુમારી ભૂશીર અને બ્રહ્મપુત્રથી સિંધુ નદી સુધી બૌદ્ધધર્મી કોઇ રહ્યું નહીં.

મૌર્ય રાજાનું બળ નરમ પડ્યા પછી પંજાબ, સિંધ, અને ગુજરાત વગેરે શેહેરોમાં રાજા સ્વતંત્રપણે રાજ ચલાવવા લાગ્યા. મુસલમાન ધર્મી રાજા હુમલા કરવા લાગ્યા તે પહેલાં હિંદુસ્તાનની ઉત્તરે ૭ મોટાં રાજ્યો હતાં. એમાંનાં દરેકને તાબે ઘણાં નાનાં રાજ્યો હતાં. એ ૭ રાજ્યોનાં નામઃ—પંજાબનું રાજ્ય, દિલ્લીનું રાજ્ય, કનોજનું રાજ્ય, બંગાળાનું રાજ્ય, મેવાડનું રાજ્ય અને ગુજરાતનું રાજ્ય. પણ જેમ જેમ ઇસલામી ધર્મનો ફેલાવો થતો ગયો અને ધર્મને બહાને મુસલમાનોએ હિંદુ રાજ્યોપર ઉપરાસાપરી હૂમલા કરવા માંડ્યા તેમ તેમ રજપૂત રાજાનું બળ નરમ પડતું ગયું અને ભરતખંડમાં મુસલમાન રાજ્યનો પ્રવેશ થવા માંડયો.

## મુસલમાનોની ચઢાઈ.

બસરાના સૂબાએ ઇ. સ. ૭૧૨ માં પોતાના સરદાર મહમદ કાસમને લશ્કર આપી સિંધ ઉપર હૂમલો કરવા મોકલ્યો. આ વખતે ત્યાં દાહીર નામે રજપૂત રાજા રાજ કરતો હતો. તેઓ વચ્ચે ભારે લડાઇ થઇ તેમાં દાહીર માર્યો ગયો ને કાસમે તેની રાજધાની દેવળનગરને લૂટી તેની વસ્તીનો નાશ કર્યો.

તાતાર દેશની એક જાત જેને સેમેનીસ કહેતા હતા તેઓ ખોરાસાનમાં રાજ ચલાવતા હતા; અને અબદુલમુલ્ક તેમનો રાજા હતો. આ રાજાનાં મરણ પછી કાબુલથી ૮૦ મૈલ દુર ધિજની શેહેરમાં એના ગુલામ અલપ્તજીને સ્વતંત્રપણે રાજ કરવા માંડયું. અલપ્તજીનનાં મરણ

પછી સબક્તગીન નામે તેનો ગુલામ ઇ. સ. ૯૭૭ માં તેની ગાદીએ બેઠો. એજ વરસમાં પંજાબના રાજા જયપાળે સબકતગીન ઉપર હુમલો કર્યો, તેથી સબકતગીને પંજાબ ઉપર ચઢાઇ કરી જયપાળને હરાવ્યો અને પેશાવર તાબે કરી ઘણી લુટ મેળવી પાછો ફરયો. એનાં મરણ પછી એનો દીકરો મહમદ ઇ. સ. ૯૯૬ માં ગાદીએ આવ્યો.

ઘિજનીના વંશનો પેહેલો બાદશાહ સુલતાન મહમદ ઇ. સ. ૯૬૭ માં જન્મ્યો હતો. આ વખતે હિંદુસ્તાન દ્રવ્યથી ભરપુર હતું તે જીતવું તથા મૂર્તિપૂજક ધર્મ તોડી ઇસલામી ધર્મ ફેલાવવો એવી ધારણાથી એણે હિંદુસ્તાન ઉપર ૧૭ સ્વારી કરી, જેમાંની ૧૨ પંજાબ ઉપર, બે કાશમીર ઉપર અને ત્રણ કનોજ, ગ્વાલ્યર અને ગુજરાતમાં સોમનાથનાં દેહેરાં ઉપર કરી. એ ૧૭ સ્વારીમાંની ૧૨ સારી પેઠે જણાયલી છે, જે નીચે મુજબ છે:—

પેહેલી સ્વારી ૧૦૦૧:—મહમદે ૧૦,૦૦૦ વીણી કાઢેલા સ્વારો લઇને પેશાવરની નજદીક લાહોરના જયપાળ રાજા ઉપર સ્વારી કરીને તેને હરાવ્યો. એ રાજાને આગળ સબક્તગીને હરાવ્યો હતો અને આ વખતે મહમદે પણ હરાવ્યો, તેથી પોતાની આબરૂ ધુળ મળી ગઇ એમ સમજી પોતાને હાથે ચેહ ખડકી બળી મુઓ.

બીજી સ્વારી ઇ. સ. ૧૦૦૪:—આ લડાઇમાં મહમદે ભાટીઆના રાજા વિજયરાયને મુલતાનની પાસે હરાવ્યો.

ત્રીજી સ્વારી ઇ. સ. ૧૦૦૫:—મહમદે મુલતાનના સરદાર અબદુલ ફાટલોદીનને હરાવ્યો.

ચોથી સ્વારી ઇ. સ. ૧૦૦૮-૯—આ સ્વારીમાં મહમદને અટકાવવાને લાહોરનો રાજા અનંગપાળ પોતાનાં મોટાં લશ્કર સાથે દિલ્લી, કનોજ, ઉજ્જન, ગ્વાલ્યર, કલીંજર અને અજમેરના રાજાઓને લઇને આવ્યો. તેઓ વચ્ચે પેશાવર આગળ લડાઈ થઇ તેમાં બંને તરફ-

વાળાનાં ઘણાં માણસ મરણ પામ્યાં પણ કોઈની પૂરેપૂરી ફતેહ થઈ નહી. એટલામાં અનંગપાળનો હાથી આગના ગોળાથી ચમકયો ને પોતાના સ્વારને લઈ લડાઈનાં મેદાનમાંથી નાઠો. આ ઉપરથી એનાં લશ્કરે એવું ધાર્યું કે અનંગપાળ પોતાનો જીવ બચાવવા નાઠો હશે તેથી તેઓમાં ભંગાણ પડયું અને સઘળા જીવ લઈને નાઠા. મહમદનાં લશ્કરે તેમની પુઠ પકડી અને તેમનામાંના ઘણાકને મારી નાખ્યા. ત્યાંથી મહમદ નગરકોટ ગયો, ત્યાંનાં દેહેરાંનો નાશ કર્યો અને તેમાંથી પુશ્કળ દ્રવ્ય મેળવ્યું.

પાંચમી સ્વારી ઈ. સ. ૧૦૧૦:—આ વખતે મહમદે મુલતાન હાથ કીધું.

છઠ્ઠી સ્વારી ઇ. સ. ૧૦૧૪:—મહમદે જમના ને સરસ્વતી વચ્ચે આવેલાં થાનેશ્વરનાં દેહેરાં ઉપર લુટ ચલાવી. એ સ્વારીમાં પણ તેણે સોનું, રૂપું ને ઝવેર ભારે મેળવ્યું.

સાતમી અને આઠમી સ્વારી ઈ. સ. ૧૦૧૫:—મહમદે કાશ્મીર-પર બેવાર સ્વારી કીધી; પણ બંને વખત માર ખાઈ પાછું હઠવું પડયું.

નવમી સ્વારી ઇ. સ. ૧૦૧૮–૧૯:—આ વખતે મહમદ ૧૦૦,૦૦૦ ઘોડેસ્વાર તથા ૨૦,૦૦૦ પાયદળ લઇને પેશાવરથી નિકળ્યો અને પન્જાબ ઓળંગી કનોજ આવી પહોંચ્યો, તે વખતે હિંદુસ્તાનનાં દેશી રાજ્યોમાં કનોજ ઘણું ચઢીઆતું ગણાતું હતું. ત્યાંનો રાજા પોતાને હિંદુસ્તાનનો શેહેનશાહ કહેવાડતો હતો. એ રાજા લડયા વિના મહમદને તાબે થયો. મહમદ ત્રણ દિવસ ત્યાં રહ્યો ને કાંઈ નુકસાન કર્યા વગર પાછો ફર્યો. અહીંથી નિકળી મહમદ હિંદુઓના દેવ કૃષ્ણની જન્મભૂમી મથુરા તરફ ગયો અને ત્યાંની સોના તથા ઝવેરથી મઢેલી મૂર્તિનો નાશ કરી, સઘળો ખજાનો ઊંટ ઉપર લાધી તથા ૫૩,૦૦૦ કેદીઓ પકડી ગિજની ગયો, અને ત્યાં તેમને બબે રૂપીએ વેચ્યા.

દશમી અને અગીઆરમી સ્વારી ઇ. સ. ૧૦૨૨-૨૩:—કનોજનો રાજા લડ્યા વિના મહમદને તાબે થયો હતો માટે કલીંજરના રાજા બીજા જેપાળે તેનાપર સ્વારી કરી તેને માર્યો. આ સાંભળી મહમદે કલીંજરનાં રાજ્ય ઉપર ચઢાઈ કરી અને તે રાજાને હરાવ્યો.

બારમી સ્વારી ઇ. સ. ૧૦૨૪:—આ છેલ્લી સ્વારી મહમદે ગૂજરાતમાં સોમનાથનાં દેહેરાં ઉપર કરી. અજમેરથી નિકળી ગૂજરાતની અસલી રાજધાની અણહિલવાડ સુધી વગર અટકાવે મહમદ આવી પહોંચ્યો. આ દેહેરાંનો બચાવ કરવાને જે રજપૂત રાજા તથા ગૂજરાતના મુખ્ય સરદારો આવ્યા હતા તેમાં ચામુડનો પાટવી કુંવર વલભસેન તથા તેનો ભત્રિજો ભીમદેવ હતા. એ લડાઈ ત્રણ દિવસ સુધી ચાલી તેમાં આખરે રજપૂતો હાર્યા; અને મહમદે દેહેરાંમાં પેસી મૂર્તિનો નાશ કર્યો. એ મૂર્તિને સ્નાન કરાવા સારૂ એક હજાર મૈલથી ગંગા નદીનું પાણી લાવવામાં આવતુ હતું. મહમદ તેની ૬૩ વર્ષની ઉમરે ઇ. સ. ૧૦૩૦ માં મરણ પામ્યો. પોતે એકઠી કરેલી દોલત જોઇને એને ઘણું રડવું આવ્યું. એ વિદ્યા, હુન્નર ને ખેતીવાડીને ઉત્તેજન આપતો. એણે એક મદ્રેસા સ્થાપી હતી. એના વખતમાં શાહનામાનો બનાવનાર ફીરદુશી વગેરે બીજા વિદ્વાનો થઇ ગયા. એને "આઇકાનોકલેસ્ટ" એટલે મૂર્તિનો તોડનાર કહે છે. એણે એક મસીદ બંધાવી હતી, જેને "સોલેશચિઅલ બ્રાઈડ" કહેતા.

મહમદના વંશજો—એની પછી એનો દીકરો મસાઉદ ગાદીએ બેઠો, તેના વખતમાં તથા તેની પછીના સાત બાદશાહોના વખતમાં કાંઈ જાણવાજોગ બીનાં બની નથી. તેઓ પછી ઇ. સ. ૧૧૧૮ માં બેહેરામ ગાદીએ બેઠો.

બેહેરામ ૧૧૧૮-૧૧૫૨. એ બાદશાહે સારી રીતે રાજ ચલાવ્યું, પણ એણે પોતાના જમાઈ કુતબુદીનને કાંઇ વાંકસર મારી નંખાવ્યો, તેથી તેના ભાઈ અલાઉદીને પોતાના ભાઇનાં વેરમાં એની ઉપર ચઢાઇ

કરી એને હરાવ્યો અને ધિજની શેહેર બાળી નાખ્યું. બેહેરામ અને તેનો દીકરો ખુશરૂ નાસીને પંજાબ ગયા જ્યાં પહોંચતાં માર્ગમાં બેહેરામ મરણ પામ્યો અને ખુશરૂએ પંજાબ જઈ ત્યાં ૭ વર્ષ રાજ કર્યું અને ઈ. સ. ૧૧૫૯ માં મરણ પામ્યો. તેની પછી તેનો દીકરો ખુશરૂમલેક ગાદીએ બેઠો, પણ ગોરી વંશના બાદશાહ શાહબુદીને તેના ઉપર ચઢાઈ કરી તેને હરાવ્યો. ઈ. સ. ૧૧૮૬. એ રીતે ધિજની વંશનો છેડો આવ્યો.

## ઘોરીવંશ ઇ. સ. ૧૧૮૪–૧૨૯૬.

### મહમદ ઘોરી ૧૧૮૪–૧૨૦૫.

એ વંશના રાજા પેહેલાં આફ્ગાનીસ્તાનના એક ભાગમાં રાજ કરતા હતા. ધિજની અને હેરાત વચ્ચે આવેલી ઘોર નામની જગા ઉપરથી એ વંશ ઘોરી વંશને નામે જણાવા લાગ્યો.

શાહબુદીન અથવા મહમદ ઘોરી એઓમાં બહુ બળવાન રાજા થઇ ગયો.

એણે ખુશરૂમલેકને લાહોરમાંથી હાંકી કાઢ્યો અને તે રાજ પોતાને હાથ કર્યું. ઇ. સ. ૧૧૮૬ એ પછી ઇ. સ. ૧૧૯૩ માં મહમદ ઘોરીએ અજમેર ઉપર ચઢાઈ કરી પણ ત્યાંના રાજા પૃથુરાજે તેને પાણીપત આગળ હરાવ્યો. આ લડાઈ પછી મહમદ ઈ. સ. ૧૧૯૩ માં એક મોટું લશ્કર લઈ પાછો પૃથુરાજની સામો થયો. પૃથુરાજને આ વખતે સઘળા હીંદુ રાજાઓની મદદ મળી શકી નહી, તેથી તે થાનેશ્વરની લડાઇમાં હાર્યો, અને માર્યો ગયો. મહમદે ઈ. સ. ૧૧૯૪ માં દિલ્લીના રાજાને હરાવ્યો, અને પોતાના તુર્કિ ગુલામ કુતબુદીનને ત્યાંનો સૂબો બનાવ્યો. એજ વર્ષમાં એણે કનોજના રાઠોડ રાજા જયચંદરાયને હરાવ્યો અને બનારસ (કાશી) તરફ જઇ ત્યાંનાં સઘળાં દેહેરાંની મૂર્તિનો નાશ કરી તથા ઘણી લૂટ મેળવી પાછો ફર્યો. સુલતાન મહમદની માફક મહમદ ઘોરીએ હિંદુસ્તાન ઉપર નવ વખત ચઢાઈ કીધી. છેલ્લી સ્વારી કર્યા

પછી ખિજની તરફ પાછા ફરતાં સિંધુ નદીને કાંઠે છાવણી નાંખી સૂતો હતો, તે વખતે પંજાબની ઉત્તર તરફના પહાડોની એક ગકર્સ જાતની ટોળી તેના તંબુમાં પેઠી અને ચોકીવાનને મારી તેને ઉંઘતો મારી નાંખ્યો ઈ. સ. ૧૨૦૫. એની પછી એનો ભત્રિજો ગાદીએ આવ્યો પણ તેની સત્તા ઝાઝો વખત રહી નહીં.

## ગુલામી વંશ ૧૨૦૬—૧૨૯૦.

### કુતબુદીન ૧૨૦૬—૧૨૧૦.

મહમદ ઘોરી નસંતાન મુઓ તેથી તે રાજ્યના ઘણા ભાગ થયા. કુતબુદીન દિલ્લીની ગાદી ઉપર શાહબુદીનની સત્તા હેઠળ રાજ ચલાવતો હતો તે હવે ત્યાં સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યો. એનું વંશ ગુલામી વંશને નામે ઓળખાવા લાગ્યું.

એ પહેલાં નીસાપુરના રહેવાસીનો ગુલામ હતો. એની બુદ્ધિ ચંચળ માલમ પડવાથી એને વિદ્યા ને હુન્નર શિખવામાં આવ્યાં હતાં. એના ધણીનાં મરણ પછી એને શાહબુદીન ઘોરીએ વેચાતો લીધો અને ઘણો વફાદાર, વિશ્વાસુ તથા હિમતવાન માલમ પડવાથી તેને ધીમે ધીમે મોટે દરજ્જે ચઢાવ્યો. કુતબુદીન ઘણો પ્રમાણિક, ઉદાર તથા દયાળુ હતો. એની બક્ષીશો એટલી બોહોળી હતી કે કોઇપણ માણસની ઉદારતા વિષે બોલતાં એનું નામ લીધામાં આવે છે જેમકે "આ માણસ કુતબુદીન જેવો ઉદાર છે." એણે દિલ્લીમાં એક મિનારો બંધાવ્યો તેને "કુતબમિનાર" કહેછે. એ ઇ. સ. ૧૨૧૦ માં મરણ પામ્યો. એની પછી એનો દીકરો આરામ ગાદીએ બેઠો.

### આરામ ૧૨૧૦—૧૨૧૦

એ કુતબુદીનનો દીકરો હતો. એ ઘણો નબળો હોવાથી એના વખતમાં દરેક ઠેકાણે બળવા ઉઠયા. એને એના બનેવી અલ્તમસે ગાદી ઉપરથી ઉડાડી મૂકયો ને તે પોતે ગાદીપર બેઠો.

## અલ્તમસ ૧૨૧૦—૧૨૩૫.

એ એક તુર્કિ ગુલામ હતો. એ ઘણો હિમતવાન હોવાથી આગળ જતાં મોટી પદ્વીએ ચઢયો અને આખરે કુતબુદ્દીને પોતાની દીકરી એની સાથે પરણાવી. એણે બંગાળા, બહાર, ગ્વાલ્યર, ઉજ્જન અને માળવા જીતી લીધાં, અને વિક્રમાજીત્યનું બાવલું ભાંગી નાંખ્યું. એના વખતમાં તુર્કિ લોકોનો સરદાર જંઘીસખાં એક જબરી ફોજ લઇ સિંધુ નદી સુધીનો સઘળો મુલક ઉજડ કરતો વધી આવ્યો ઇ. સ. ૧૨૧૫. અલ્તમસ ઇ. સ. ૧૨૩૫ માં મરણ પામ્યો. એની પછી એનો દીકરો રૂકનુદ્દીન ગાદીએ બેઠો.

## રૂકનુદ્દીન ૧૨૩૫—૧૨૩૬.

એણે માત્ર સાત મહિના રાજ કર્યું એટલામાં એની બેન રજીઆબેગમે એને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો.

## રજીઆબેગમ ૧૨૩૬—૧૨૩૯.

એ બાઇ અલ્તમસની દીકરી હતી. એ ઘણી ખુબસુરત, ભણેલી અને ચાલાક સ્ત્રી હતી. જ્યારે અલ્તમસ ગ્વાલ્યરના કિલ્લા ઉપર હુમલો કરવા ગયો હતો ત્યારે પોતાનું રાજ એને સોંપી ગયો હતો. એણે કેટલાક દિવસ સુધી પોતાનું રાજ બહાદુરીથી ને વાજબી રીતે ચલાવ્યું; પણ પાછળથી જમાલ નામના ગુલામ સાથે પ્યારમાં પડવાથી એના રાજમાં બખેડા થયા, અને એક અલતુન્યા નામના તુર્કિ સરદારે તેને કેદ કરી; પણ જ્યારે તેની સાથે પરણવાનો કોલ આપ્યો ત્યારે તે સરદારે તેને છોડી મૂકી. ઇ. સ. ૧૨૩૯ માં એના ભાઇ બેહરામે એને પાછી કેદ પકડી મારી નંખાવી.

## બેહરામ ૧૨૩૯—૧૨૪૧.

એ નબળો અને ઘાતકી રાજા હતો. ઇ. સ. ૧૨૪૧ માં મોગલ લોકોએ લાહોર ઉપર હુમલો કર્યો, તેમાં એ કેદ પકડાયો અને માર્યો ગયો.

## મસુદ ૧૨૪૧—૧૨૪૬.

એ રૂકનુદીનનો દીકરો હતો, એ ઘણો ઘાતકી તથા વિષઇ હતો. એના વખતમાં મોગલ લોક બે વાર ચઢી આવ્યા પણ તેમને એણે હાંકી કહાડ્યા. ઈ. સ. ૧૨૪૬ માં નાસરૂદીન મહમદ તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકી પોતે બેઠો.

## નાસરૂદીન મહમદ ૧૨૪૬.—૧૨૬૫.

આ બાદશાહ સદ્ગુણી હતો. એ વિદ્યાને ઉત્તેજન આપતો, પોતાની રૈયતનો બચાવ કરતો ને ગરીબનો મિત્ર હતો. એ પોતાનો સઘળો વખત અભ્યાસ કરવામાં ગુજારતો. ગ્યાસુદીન બલબન એનો મુખ્ય પ્રધાન હતો. એનાં રાજનો સઘળો વહીવટ એજ ચલાવતો હતો. નાસરૂદીન પોતાના વજીરની દીકરી સાથે પરણ્યો હતો. એ એક મોટાં રાજનો ધણી હતો ને છતાં પોતાનો સઘળો ખરચ ચોપડી (કોરાન) લખી, તેનાં વેચાણથી જે પૈસા ઉપજે તે વડે ચલાવતો, અને કોઇ ચાકર નહીં રાખતાં પોતાના ઘરનું સઘળું કામકાજ પોતાની સ્ત્રી પાસે કરાવતો એવો એ સાદો હતો.

## ગ્યાસુદીન બલબન ૧૨૬૫—૧૨૮૭.

નાસરૂદીન મહમદના વખતમાં એણે ઘણી સારી રીતે રાજ્ય ચલાવ્યું હતું તેથી નાસરૂદીનનાં મરણ પછી ઉમરાવોએ એને ગાદી આપી. એ અલતમસનો ગુલામ ને જમાઇ હતો. રઝીઆબેગમને ગાદી ઉપરથી ઉઠાડી મુકવામાં બેહરામ સાથે એણે મુખ્ય ભાગ લીધો હતો. જંઘીસખાંના હુમલાથી જે રાજા રાજ્ય છોડી નાશી ગયા હતા, તેઓ દિલ્લીમાં આવી એને આશરે રહ્યા હતા. એનો વડો છોકરો વિદ્યાને આશરો આપતો. એની દરબારમાં અમીર ખુશરૂ વિગેરે બીજા મોટા કવિઓ અને વિદ્વાનો હતા. મેવાડના રજપૂતો એની સામે થયા, માટે એણે તેઓમાંના એક લાખ માણસોને મારી નાંખ્યા. બંગાળાના હાકેમ તોગ્રલે બળવો કીધો

હતો, તે એણે સમાવ્યો. એનો પાટવી કુંવર મહમદ પંજાબમાં મોગલ લોકોની સામે લડતાં માર્યો ગયો. ગ્યાસુદીન ૮૦ વર્ષની ઉમ્મરે ઈ. સ. ૧૨૮૭ માં મરણ પામ્યો. એણે પોતાના પાટવી કુંવર મહમદના દીકરા કૈખુશરૂને પોતાની ગાદી સોંપી હતી.

## કૈકુબાદ ૧૨૮૭—૧૨૯૦.

ગ્યાસુદીને કૈખુશરૂને રાજ આપવાને કહ્યું હતું તે છતાં ઉમરાવોએ ગ્યાસુદીનનો બીજો દીકરો બકારાખાન જે બંગાળાનો સૂબો હતો તેના દીકરા કૈકુબાદને ગાદીએ બેસાડ્યો. એ ઘણો આળસુ અને વિષઇ હતો. એણે પોતાના પિતરાઇ ભાઇ કૈખુશરૂને મારી નંખાવ્યો. એણે પોતાનું રાજ પોતાના વજીર નીજામુદીનને સોંપ્યું હતું. તે લોકો ઉપર ઘણો જુલમ ગુજારતો અને જેઓ એની સામે થતા તેઓને મારી નંખાવતો. કૈકુબાદ ગુલામી વંશનો છેલ્લો બાદશાહ હતો. એના વખતમાં એટલે ઇ. સ. ૧૨૯૦ માં જલાલુદીન ખિલજી જેને પાછળથી પોતાનો વજીર કર્યો હતો, તે આ સુલતાનને તથા તેના દીકરાને મારી નાખી ગાદીએ બેઠો.

## ખિલજી વંશ ૧૨૯૦—૧૩૨૦.

### જલાલુદીન ખિલજી ૧૨૯૦—૧૨૯૫.

એ ખિલજી વંશનો પેહેલો બાદશાહ હતો. એને ફીરોજશાહ પણ કહેતા. અલાઉદીન નામે એક શૂરો પણ દુષ્ટ સરદાર એનો ભત્રિજો હતો. એ સરદારે બુંદેલખંડ તથા માળવામાં ગરબડ મટાડી ત્યાં બંદોબસ્ત કર્યો, તેથી બાદશાહે એને અયોધ્યાનો સુબો બનાવ્યો. જલાલુદીનના વખતમાં મોગલો દિલ્લીના ઝાંપા સુધી ચડી આવ્યા પણ તેમને હાંકી કાઢયા હતા અલાઉદીન ૮,૦૦૦ ચુંટી કાઢેલા સ્વારો લઇ નર્મદા નદી ઓળંગી દેવગિરી (દોલતાબાદ) ગયો અને તેના રાજા રામદેવને તાબે કીધો. તેની પાસેથી ઇલિચપુર શેહેર તથા પુષ્કળ દ્રવ્ય લઇ એ દિલ્લી

પાછો ફર્યો. બાદશાહ થોડા સ્વારો લઇ સામો ભેટવા ગયો એટલે તે પાપી ભત્રીજાએ દગાથી તેને મારી નાંખ્યો. આ ખબર સાંભળતાં તેની બેગમે પોતાના બાળ કુંવર ઇબ્રાહીમની દુવાઇ ફેરવી. અલાઉદ્દીન બાદશાહનો ખેતાબ ધારણ કરી તેની સામે થયો ને તેને તથા બેગમને દગાથી પકડી મંગાવી નિર્દયપણે મારી નંખાવ્યાં.

## અલાઉદ્દીન ૧૨૯૫—૧૩૧૫.

એ સ્વભાવે જંગલી ને ઘાતકી હતો. એને ખુની પણ કહેતા. એના વખતમાં મોગલોએ સાતવાર હૂમલા કર્યા. લડાઇઓમાં જે મોગલો પકડાતા તેમને એ મારી નંખાવતો. ઇ૦ સ૦ ૧૨૯૭ માં એણે ગૂજરાત પર ચઢાઇ કરીને તેની રાજધાની અણહિલવાડનો નાશ કીધો. ત્યાંનો રાજા કરણ (ઘેલો) નાશી ગયો અને તેની રાણી કમળાદેવી જે હિંદુસ્તાનમાં સર્વથી ઘણી ખુબસુરત સ્ત્રી ગણાતી તેની જોડે એણે પાછળથી લગ્ન કીધું. આ રાણીની છોકરી દિવાળીદેવી દક્ષિણમાં અલીફખાંની સ્વારીમાં પકડાઇ, તેને અલાઉદ્દીને પોતાના વડા દીકરા ખિજરખાં સાથે પરણાવી. ખંભાતમાંથી અલાઉદ્દીને કેટલાક ગુલામો પકડ્યા હતા તેમાં એક ઘણો રૂપાળો ને બુદ્ધિવાન ગુલામ નામે કાફુર હતો, તેને અલાઉદ્દીને પોતાનો વજીર કીધો. એનો ભત્રીજો સુલેમાન, એને મારી ગાદીપતિ થવાની કોશેશમાં નિષ્ફળ થયો ને આખરે પોતેજ અલાઉદ્દીનના હાથથી માર્યો ગયો. એણે ઇ. સ. ૧૩૦૩ માં ચિતોડ હાથ કર્યું અને તેના રાજાને કેદ કીધો. ઇ. સ. ૧૩૧૫ માં એના વજીર કાફુરે એને ઝેર દઇ મારી નાખ્યો.

## ઉમર ૧૩૧૫–૧૩૧૬.

કાફુરે અલાઉદ્દીનના નાની વયના ચોથા દીકરા ઉમરને ગાદીએ બેસાડી તેને નામે પોતે રાજ ચલાવવા માંડ્યું. પણ થોડા વખતમાં અલાઉદ્દીનના ત્રીજા દીકરા મુબારકે કાફુરને હરાવી પોતે ગાદી લીધી.

## મુબારક ૧૩૧૬—૧૩૨૦.

એણે પોતાના નાના ભાઇ ઉમરની આંખો ફોડી નંખાવી, અને જેમની મદદથી પોતાને ગાદી મળી હતી તેઓને મારી નંખાવ્યા. ખુશરૂખાં નામના એક મુસલમાન થયલા હિંદુને એણે પોતાનો વજીર કીધો હતો. મુબારકે દક્ષિણ (દેવગીરી) ઉપર સ્વારી કરી અને રામદેવના જમાઇ હરપાળને પકડી તેની જીવતાં ચામડી ઉતારી નંખાવી. એ વિષઇ હતો, અને મોજ શોખમાં પોતાનો વખત ગુમાવતો, તેથી એના રાજમાં ઘણા બળવા થયા. એનો વજીર ખુશરૂખાં કેટલાએક હથીઆરબંધ માણસો લેઇ તેના સુવાના ઓરડામાં દાખલ થયો; અને તેને મારી નાંખી પોતે ગાદીએ બેઠો ઇ. સ. ૧૩૨૦. પણ તેજ વર્ષમાં ગાજીખાં તઘલખ નામના પંજાબના હાકમે ખુશરૂખાં ઉપર ચઢાઇ કરીતેને મારી નાંખ્યો.

## તઘલખ વંશ ૧૩૨૦—૧૪૧૨.

### ઘાજીખાં તઘલખ ૧૩૨૦—૧૩૨૫.

ખુશરૂનાં મરણ પછી ખિલજી વંશનો કોઇ પુરૂષ ગાદીએ આવવાને લાયક નહીં હેવાથી ઉમરાવોએ ખુશીથી પંજાબના હાકેમ ઘાજીખાં તઘલખને ગાદીએ બેસાડ્યો. એ ગાદીપર આવ્યો ત્યારે એનું નામ ગ્યાસુદીન પાડ્યું. એણે ખેડુતના હકમાં લાભકારી કાયદા બાંધ્યા. ઇ. સ. ૧૩૨૫ માં બંગાળા તરફથી પાછા ફરતાં એની ઉપર એક ડેરો તુટી પડવાથી એ મરણ પામ્યો. એ ડેરો શાહજાદા મહમદે ઉભો કર્યો હતો; અને તે વખતે પોતે ત્યાં હાજર નહીં હતો તેથી એવો શક આવેછે કે એમાં એનું કોઇ કાવતરૂં હશે. ગ્યાસુદીને દિલ્લી પાસે તઘલખાબાદ નામે એક કિલ્લો બંધાવ્યો હતો.

## મહમદ તઘલખ ૧૩૨૫—૧૩૫૧.

એ ઘણોજ ઉદાર, ચતુર, ને ભણેલો હતો. એની પછવાડેની વર્તણુક એક ઘેલા માણુસ સાથ સરખાવી શકાય એવી હતી. માળવાનો

સુબો એ પાદશાહનો ભત્રિજો થતો હતો, તેની એણે જીવતાં ચામડી ઉતારી નંખાવી. એનાં રાજમાં જગેજગ બંડ થયાં, તે એ સમાવી શકયો નહીં. એણે ચીન દેશ ઉપર હુમલો કરવા સારૂં એક લાખ માણસનું લસ્કર મોકલ્યું પણ હિમાલય પર્વત ઓળંગતાં સઘળાનો નાશ થયો. એણે પોતાની રાજધાની દિલ્લીમાંથી ફેરવી દક્ષિણે દોલતાબાદમાં લઇ જવાનો ઠરાવ કર્યો, અને પોતાની રૈયતને ત્યાં જઈ વસવાનું ફરમાવ્યું. જ્યારે જુલમ અને ભારે કરથી કંટાળી એની રૈયત જંગલમાં નાસી જતી ત્યારે પોતાનાં લસ્કર પાસે તેનો શિકાર કરાવતો. એક વખતે એનો દાંત પડી ગયો, તેને બાદશાહી દબદબાથી ડટાવી તે ઉપર એક કિંમતી ઘોર બંધાવી. સિંધમાં બળવાખોરોની પછવાડે જતાં ઈ. સ. ૧૩૫૧ માં ટટ્ટા શેહેરમાં એ મરણ પામ્યો. એનાં મરણ વિશે એવું કહેવાય છે, કે ઈંગ્લાંડના પેહેલા હેનરી રાજાની માફક માછલી ઘણી ખાધી તેથી થયું.

## ફિરોજશાહ ૧૩૫૧—૧૩૮૮.

મહમદ તઘલખની પછી એનો ભત્રિજો ફિરોજશાહ ગાદીએ બેઠો. એ પરોપકારી અને દયાળુ હતો. સતલજ નદી ઉપર ફીરોજપુર શેહેર વસાવાથી એને ફિરોજુદીન પણ કહેતા. એણે સલાહ સંપજથી રાજકારભાર રૂડી રીતે ચલાવી પોતાની રૈયતને સુખી કરી રૈયતનાં સુખને સારૂં પુલો, મસીદો, મદ્રેસા વગેરે કેટલાંએક જાહેર બાંધકામો બંધાવ્યાં; તથા ખેતીની આબાદી સારૂં નેહેરો બંધાવી. એણે પોતાનાં રાજમાંથી ઘાતકી શિક્ષા કાઢી નાંખી. એ ઈ. સ. ૧૩૮૮ માં પોતાની ૯૦ વર્ષની ઉમરે મરણ પામ્યો.

ગ્યાસુદીન બીજો ૧૩૮૮–૮૯:—એ ફિરોજનો પૌત્ર થતો હતો. રાજકાજ પ્રધાનોને સોંપી પોતે મોજશોખમાં પડયો રહ્યો. એવામાં શેહેરમાં બંડ ઉઠયું તેમાં તે મરણ પામ્યો.

અબુબકર ૧૩૮૯–૮૯:—ગ્યાસુદ્દીનનાં મરણ પછી ફિરોજનો અબુબકર નામે બીજો પૌત્ર ગાદીએ બેઠો. એણે ઝાઝા દિવસ રાજ ભોગવ્યું નહીં. ફિરોજનો કુંવર નાસરૂદીન એને મારી ગાદીએ બેઠો.

નાસરૂદીન ૧૩૮૯–૧૩૯૨:—એ બાદશાહ ત્રણ વરસ રાજ કરી મરણ પામ્યો.

સીકંદર ૧૩૯૨–૧૩૯૨:—એ નાસરૂદીનનો દીકરો હતો. એને હુમાયુ પણ કહેતા. એણે માત્ર ૪૫ દીવસ રાજ કર્યું.

મહમદ બીજો ૧૩૯૨–૧૪૧૨:—એ ફીરોજનો પૌત્ર હતો. એ ઘણો નબળો બાદશાહ થઈ ગયો. એના વખતમાં ભારે બંડ થયાં ને બાકી રહેલા પ્રાંતોના સુબેદારો સ્વતંત્ર થયા. તૈમુર નામના એક તુર્કિએ ઈ. સ. ૧૩૯૮ માં દિલ્લીપર સ્વારી કરી. મહમદશાહ ગૂજરાત ભણી નાઠો ને તૈમુર દિલ્લીમાં પેઠો. એણે પાંચ દિવસ સૂધી શેહેરમાં ભારે લૂટ અને કતલ ચલાવી. દિલ્લી શેહેર ઉજડ કરી અને પુસ્કળ બંધવાઓ લઈ પાછો ફર્યો. એનાં મુખ્ય શેહેરો બુખારા તથા સમરકંદ હતાં. તૈમુર ઈ. સ. ૧૪૧૩ માં સમરકંદ ખાતે મરણ પામ્યો.

તૈમુરના ગયા પછી મહમદ ગૂજરાતથી પાછો ફર્યો ને ઇ. સ. ૧૪૧૨ સૂધી નામની બાદશાહી ભોગવી. એનાં મરણ પછી રાજ્યનો અધિકાર દોલતખાં લોદીને હાથ આવ્યો. એના હાથમાંથી ખીજરખાં નામે સૈયદે રાજ્ય છીનવી લીધું. ઇ. સ. ૧૪૧૪.

## સૈયદ વંશ ૧૪૧૪—૧૪૫૦

સૈયદ ખીજરખાં ૧૪૧૪–૨૧:—તૈમુરે એને મુલતાનનો સૂબેદાર ઠરાવ્યો હતો. એણે દિલ્લી જીતી લઇ સુલતાન પદ ધારણ કર્યા વિના સાત વર્ષ રાજ્ય કર્યું. એની પછી એનો દીકરો મુબારક ગાદીએ આવ્યો.

સૈયદ મુબારક ૧૪૨૧–૩૩:—મોગલો એના રાજ્યમાં ચઢી આવતા હતા તેઓને અને રોહીલખંડ તાબે કરવાને એણે લડાઇઓ કીધી. એના વજીરે એને મારી નંખાવી એના ભત્રિજા મહમદને ગાદી સોંપી.

સૈયદ મહમદ ૧૪૩૩–૪૩:—થોડો વખત સુધી એણે હોશીયારીથી રાજ કર્યું, પણ પાછળથી મોજશોખમાં પડયો. જવાનપુર તથા માળવાના સુલતાનોએ એના પ્રાંતો જીતી લીધા. અમીરોએ એની સામે થઈ એના દીકરા આલમશાહને ગાદી સોંપી.

સૈયદ આલમ ૧૪૪૩–૫૦:—એના વખતમાં બહીલોલખાં લોદીએ દિલ્લીનો કબજો લીધો ને આલમે ખુશીથી ગાદી છોડી દીધી.

## લોદી વંશ ૧૪૫૦—૧૫૨૬.

બહીલોલખાં લોદી. ૧૪૫૦–૧૪૮૮.

એના વખતથી દિલ્લીનું રાજ્ય સુધરવા લાગ્યું. એણે જોનપુરના સુલતાન સામે ૨૫ વર્ષ લડાઈ કરીને આખરે તે પ્રાંત પોતાને તાબે કર્યો. પંજાબથી બંગાળા સુધીનો મુલક એને તાબે હતો.

## સિકંદર લોદી ૧૪૮૮—૧૫૧૭.

બહીલોલખાં લોદીનાં મરણ પછી એનો છોકરો સિકંદર લોદી ગાદીએ બેઠો. એણે બહાર પ્રાંત પોતાના રાજ સાથે જોડી નાંખ્યો. એના રાજમાં ઘણાં બંડ થયાં તે એણે સમાવ્યાં. એની રાજધાની આગ્રામાં હતી. એની પછી એનો દીકરો ઇબ્રાહિમ ગાદીએ બેઠો.

## ઈબ્રાહિમ લોદી ૧૫૧૭—૧૫૨૬.

એ ઘણો નિર્દય અને અભિમાની હોવાથી તેના કારભારીઓને અકારો થઈ પડયો. આ કારણથી પંજાબના હાકેમ દોલતખાં લોદીએ કાબુલના બાદશાહ બાબરને મદદે બોલાવ્યો. ઇ. સ. ૧૫૨૬ માં બાબર અને ઇબ્રાહિમને પાણીપતનાં મેદાનમાં લડાઈ થઈ, તેમાં ઈબ્રાહિમ માર્યો ગયો, અને લોદી વંશનો અંત આવ્યો.

## મોગલ વંશ ૧૫૨૬—૧૮૫૮.

બાબર. ૧૫૨૬–૧૫૩૦.

એ તૈમુરના વંશનો છઠો પુરૂષ હતો. એ ઈ. સ. ૧૪૮૨ માં જન્મ્યો હતો. કાબુલની ઉત્તરે ફરઘાન નામના પ્રાંતમાં એનું રાજ હતું. એણે

ઈ. સ. ૧૪૯૭ માં સમરકંદ હાથ કર્યું, પણ ઉસ્બેક જાતના તુર્કી લોકોએ એની સામે બળવો કર્યો અને તે પાછું લઇ લીધું. આ વખતે લોદી વંશનો અભિમાની ને નિર્દય ઇબ્રાહીમ લોદી દિલ્લીમાં રાજ કરતો હતો. એના જુલમથી કંટાળીને પંજાબના સુબા દોલતખાંએ બાબરને મદદે બોલાવ્યો. બાબરે ચોથી સ્વારીમાં એટલે ઈ. સ. ૧૫૨૬ માં ઇબ્રાહીમને પાણીપતનાં મેદાનમાં હરાવ્યો, ને પોતે ગાદીપર બેઠો.

ઈ. સ. ૧૫૨૭ માં અજમેર તથા મેવાડના રાજા સંગે એની સામે લડાઈ કરી, તેમાં એ સંગ રાજાને હસનખાં તથા લોદી વંશના બીજા કેટલાક સરદારોએ મદદ આપી હતી. પણ બાબરનાં લશ્કરે સિકરી આગળ તેનાં લસ્કરનો ઘાણ વાળ્યો ને હસનખાં માર્યો ગયો.

ઈ. સ. ૧૫૨૮ માં એ ચંદેરીના કીલ્લા તરફ ધસ્યો. ત્યાંના હાકેમ મેદનીરાયના હાથ તળે રજપૂતોએ ઘણું શૂરાતન બતાવ્યું પણ આખરે જ્યારે તેમનું કાંઈજ ચાલ્યું નહીં, ત્યારે તેઓએ પેહેલાં પોતાનાં બઇરાં છોકરાંને મારી નાખ્યાં અને પછી પોતામાંના બધા માર્યા ગયા ત્યાંસુધી ઘણી બહાદુરીથી લડ્યા. આ લડાઈમાં તેઓનો સરદાર મેદનીરાય પણ માર્યો ગયો હતો. ત્યારપછી એણે અયોધ્યા તથા બહાર પ્રાંત જીતી લીધા.

બાબર ઈ. સ. ૧૫૩૦ના ડીસેમ્બર મહિનાની ૨૬ મી તારીખે મરણ પામ્યો. એ ફુલનો ઘણો શોખી હતો, તેથી કાબુલમાં ફુલના માંડવા નીચે નદી કાંઠે એને ડાટયો હતો. એ દારૂનો પણ ઘણો શોખી હતો. એ ઘણો માયાળુ, ઉદાર, ને ચંચળ હતો. એણે પોતાની રૈયતનાં સુખને સારૂ તળાવો તથા પાણીની નહેરો તથા મુસાફરોની સગવડને માટે ઠામ ઠામ ધર્મશાળાઓ બંધાવી હતી; ને આગ્રા, દીલ્લી, લાહોર ને પેશાવર તરફ ટપાલ ચાલુ કરી હતી. એણે પોતાનું ચરિત્ર ઘણી સાદી રીતે તથા અતિશય ભોળાપણાથી લખ્યું છે. એની પછી એનો દીકરો હુમાયું ગાદીએ બેઠો.

## હુમાયું ૧૫૩૦—૧૫૪૦ ને ૧૫૫૫—૧૫૫૬.

એ બાબરનો દીકરો હતો ને ઇ. સ. ૧૫૦૭ માં જન્મ્યો હતો. એણે ઇ. સ. ૧૫૩૫ માં ગૂજરાતના રાજા બહાદુરશાહ સામે પેહેલી સ્વારી કરી ને તેને હરાવ્યો. બહાદુરશાહનો એક મજબુત ડુંગરી કિલ્લો ચાંપાનેર નામનો હતો ને તેમાં પુષ્કળ ખજાનો હતો તેથી તે ખજાનો હાથ કરવા હુમાયુંએ અને તેના સિપાઇઓએ મન કર્યું. આ ઉપરથી તે કિલ્લાની દિવાલ ઉપર હુમાયું પોતાના ૩૦૦ સ્વારો સાથે ચઢયો. આ કિલ્લો હાથ કરી અને પોતાના ભાઇ મીરજા અસ્કરીને ત્યાંનો સુબો ઠરાવી હુમાયું દિલ્લી તરફ ગયો; પણ એ દિલ્લી પહોંચ્યો નહીં એટલામાં તે કિલ્લો પાછો દુષ્મનોએ લઇ લીધો. હુમાયું ગૂજરાતમાં હતો તે વખતે ચુનારના સુબા શીરખાંની સરદારી નીચે અફગાન લોકે એક મોટું બંડ ઉઠાવ્યું; તેમાં વળી હુમાયુંના ભાઇ હિંદાલ ને કામરાન પણ એની સામે થવા તૈયારી કરતા હતા. તોપણ અફગાનો સામેની લડાઇમાં હુમાયું જીત્યો ને શીરખાંને સલાહ કરવી પડી. શીરખાં સાથે સલાહ થયા પછી જ્યારે હુમાયુંનું લશ્કર એશઆરામમાં પડેલું જોયું ત્યારે અફગાનો ચોતરફથી તેમની ઉપર પાછા તુટી પડ્યા. ઇ. ૧૫૪૦ માં કનોજ આગળ હુમાયુંની હાર થઇ ને સિંધુ નદીના પશ્ચિમ કાંઠા તરફ નાશી જવાની તેને ફરજ પડી. જે રસ્તે થઇને હુમાયુંને જવું પડયું તે રસ્તો ઉજડ હતો, તેથી તથા પાણી અને ખોરાકની તંગાશને લીધે એને ઘણાં દુઃખ ખમવાં પડ્યાં. આવાં સંકટની વખતે ઇ. સ. ૧૫૪૩માં અમરકોટ આગળ એની રાણીને છોકરો અવતર્યો. એ દીકરો તે અકબર હતો જેણે આગળ જતાં મોટું નામ કાઢયું. આ વખતે પણ દુષ્મનોનું લશ્કર પાછળ આવી પહોંચ્યું તેથી પોતાની રાણી અને કુંવરને છોડી હુમાયુંને એકલું નાસવું પડયું. એ ઇ. સ. ૧૫૪૭ માં ઇરાન જઇ પહોંચ્યો. ત્યાંના બાદશાહ તમસ્પે હુમાયુંને પોતાનો સુની પંથ છોડી શિઆ પંથ પાળવો કબુલ કરાવીને આશરો આપ્યો. તેણે પોતાના શાહજાદા

મોરાદ મીરજાને ૧૪,૦૦૦ માણસનું લશ્કર આપી તેનું ખોયલું રાજ પાછું મેળવવા હુમાયુની મદદે મોકલ્યો. આટલી મદદ લઇને ઈ. સ. ૧૫૪૭ ની અંદર હુમાયુંએ પોતાના ભાઇઓના હાથમાંથી કાબુલ, કંદહાર ને ધીજની લઈ લીધાં. ત્યારપછી કામરાને હુમાયુ ઉપર વારંવાર હુમલા કીધા પણ કાંઇ વળ્યું નહીં તેથી અંતે ગખર લોકોના સુલતાનના મુલક તરફ તે નાઠો. એ સુલતાને એને હુમાયુંને હવાલે કીધો, જેણે ચીરકાઇને તેની આંખો ફોડી નંખાવી ઇ. સ. ૧૫૫૩. આ વખતે દિલ્હીમાં શીરશાહના વંશનો સિકંદરશુર નામે બાદશાહ રાજ કરતો હતો તેની સામે હુમાયું થયો ને તેને હરાવી પોતે ગાદીએ બેઠો ઇ. સ. ૧૫૫૫. એ પછી હુમાયું ઝાઝા દિવસ જીવ્યો નહીં. પોતાના રંગ મેહેલની સીડી ઉપરથી ઉતરતો હતો એવામાં એનો પગ લપસ્યો, જેથી એ તુટી પડયો ને ત્રણ દિવસ મંડવાડ ભોગવી ઇ. સ. ૧૫૫૬ માં મરણ પામ્યો.

## અફગાન વંશ ૧૫૪૦—૧૫૫૫.

### શીરશાહ ૧૫૪૦—૧૫૪૫.

હુમાયુંને કનોજ આગળ હરાવ્યા પછી ઇ. સ. ૧૫૪૦ માં એ દિલ્હીની ગાદીપર બેઠો. એને "શીરખાં શુર" એટલે સિંહનો ધણી કહેતા, કારણ કે એક વખતે એણે એક સિંહને એક ફટકાથી મારી નાંખ્યો હતો. એણે મારવાડના રાજા માલદેવ સામે હુમલો કીધો ને તેનો રેઝીન નામનો કિલ્લો દગાથી હાથ કરી તેમાંના તમામ હિંદુઓને નિર્દયપણે મારી નંખાવ્યા. એણે ઇ. સ. ૧૫૪૫ માં મેવાડના રાજા સામે હુમલો કીધો ને કલિંજરના કિલ્લાને ઘેરો ઘાલ્યો, તેમાં દારૂ ગોળાનું પીપ ફાટવાથી એ દાઝયો ને તેજ દિવસે મરણ પામ્યો. એણે પોતાની રૈયતને સારૂં તથા મુસાફરોને સારૂં આગ્રાથી માંડુ સુધી અને બંગાળાથી તે સિંધુ નદી સુધી રસ્તા બંધાવ્યા; અને તેમાં ઠામઠામ કુવા તથા ધર્મશાળાઓ વગેરે બંધાવ્યાં હતાં. મેહેસુલ લેવાની રીતમાં પણ એણે કેટલાક સુધારો કર્યો હતો. એની પછી એનો દીકરો સલીમશાહ ગાદીએ બેઠો.

સલીમશાહ એ શીરશાહનો દીકરો હતો. એણે ઈ. સ. ૧૫૪૫ થી ૧૫૫૩ સુધી રાજ કીધું. એણે દિલ્લીમાં એક મેહેલ બંધાવ્યો હતો તેને "સલીમગઢ" કહે છે. એની પછી એનો દીકરો ફિરોજ ગાદીએ બેઠો.

ફિરોજ. ૧૫૫૩ થી ૧૫૫૩:—એ સલીમનો દીકરો હતો. એણે માત્ર થોડાજ મહિના રાજ કર્યું. એને એના કાકા મહમદ આદિલશાહે મારી નાંખ્યો ને પોતે ગાદીએ બેઠો.

મહમદ આદિલશાહે ૧૫૫૩ થી ૧૫૫૫ સુધી રાજ કર્યું. પોતાના ભત્રિજા ફિરોજને મારી નાંખી પોતે ગાદીએ બેઠો. એ ઘણો ઘાતકી હતો. એણે હલકા કુળના માણસોને રાજમાં મોટી મોટી પદ્દી આપી પોતાનો સઘળો ખજાનો ખાલી કર્યો. ત્યાર પછી એણે પોતાના અમીર ઉમરાવની જાગીરો જપત કરી તેથી ઠામ ઠામ બખેડા થયા; અને દિલ્લી, આગ્રા, પંજાબ વગેરે શેહેર એના હાથમાંથી જતાં રહ્યાં. હેમુ નામનો એક શખ્સ જે અસલ દુકાનદાર હતો તેને એણે પોતાનો વજીર કર્યો હતો. એના રાજના પાંચ ભાગ થયા હતા, તેમાંનો એક સિકંદરશુરના હાથમાં હતો. હુમાયુંએ પોતાની આગલી પાદશાહી એ સિકંદરશુરના હાથમાંથી પાછી મેળવી હતી.

## અકબર ૧૫૫૬—૧૬૦૫.

એ હુમાયુંનો દીકરો હતો, ઇ. સ. ૧૫૫૬ માં ગાદીએ બેઠો. સિંધમાં અમરકોટ આગળ એનો જન્મ થયો હતો, ઇ. સ. ૧૫૪૩. ગાદીએ બેઠો ત્યારે માત્ર ૧૩ વરસની ઉમ્મરનો હતો, તેથી એનું રાજ એનો વજીર બેહરામ ચલાવતો હતો. બેહરામે સિકંદરશુર તથા મહમદ આદિલીના વજીર હેમુ જોડે પાણીપતનાં મેદાનમાં લડાઇ કીધી. આ લડાઇ-માં હેમુ માર્યો ગયો ને સિકંદરશુર તેને શરણે થયો, ઇ. સ. ૧૫૫૬.

આગળ ચાલતાં બેહરામે પોતાની સત્તા આડે માર્ગે વાપરવા માંડી. જેથી અકબરની તેના ઉપર ઇતરાજી થઇ, ને ઇ. સ. ૧૫૬૦ માં અકબરે રાજનો વહીવટ પોતાના હાથમાં લઇ વજીરના ઓદ્ધાપરથી તેને દુર કીધો. આ ઉપરથી બેહરામ અકબરની સામે થયો, પણ અકબરની ફોજે તેની ફો-

જને મારી કાઢી. ત્યારપછી અકબર પાસેથી બેસુમાર ખજાનો લઇ બેહરામ મક્કે જવા નિકળ્યો, પણ માર્ગમાં કોઇ પઠાણ સરદારે તેને મારી નાંખ્યો.

આ પછી ખાંનજહાંન, રાજબહાદુર, આદમખાં, અબદુલખાં અને અસોફખાં વગેરે અકબરના સુબા હતા તે અકબરની સામે થયા. ઇ. સ. ૧૫૬૭ સુધીમાં અકબરે તેમને હરાવી તાબે કર્યા.

આ કામનો છેડો આવ્યો નહીં એટલામાં જેપુરનો રાજા, જોધપુરનો રાજા અને બાબરની સામે થનાર સંગનો છોકરો ઉદયસીંગ અકબરની સામે થયા. પાંચ વરસ સુધી લડ્યા પછી ઇ. સ. ૧૫૭૨ માં અકબરે તેમને તાબે કર્યા. ત્યારપછી એણે કાશ્મીર, સિંધ અને કંદહાર વગેરે હાથ કીધાં. આ વખતે નર્મદા નદીની ઉત્તરનો સઘળો ભાગ અકબરને તાબે હતો.

ઇ. સ. ૧૫૯૫ માં એણે પોતાના છોકરા મુરાદ તથા વજીર બેહરામના છોકરા મીરજાખાંને લશ્કર આપી અહમદનગર જીતી લેવાને મોકલ્યા. આ વખતે ચાંદબીબી નામની એક ઘણી બહાદુર અને લડાયક સ્ત્રી ત્યાં રાજ કરતી હતી. અકબરની ફોજનું આવવું સાંભળ્યું ત્યારે એ બહાદુર સ્ત્રી લોઢાનું બખતર પહેરી તથા મોહ ઉપર બુરખો નાંખી હાથમાં તલવાર લઈ રણભૂમિપર જઈ પડી, ને દુશ્મનનાં લશ્કરને મારી કાઢ્યું. એમ કહે છે કે એ બાઇની દારૂગોળી ખાપી ગઇ ત્યારે સોના રૂપાનાં નાણાં તથા પોતાની પાસે ઝવેર હતું તે પણ દારૂ ગોળીને ઠેકાણે વાપર્યું. અંતે બન્ને પક્ષવાળાને સલાહ થઇ પણ તે લાંબો વખત સુધી ચાલી નહીં.

ઇ. સ. ૧૫૯૯ માં ચાંદબીબીને તેના સિપાઇઓએ દગાથી મારી નાંખી ત્યારે અકબરે તે શેહેર ઉપર હુમલો કીધો, ને તાબે કરી ચાંદબીબીના છોકરા બહાદર નીજામશાહને ગ્વાલ્યરના કિલ્લામાં કેદ કર્યો.

અકબરે હિંદુઓ અને મુસલમાનો વચ્ચે ફેર નહીં રાખીને તેમને રાજમાં મોટી મોટી પદવી આપી, તોડરમલ નામના હિંદુને મેહેસુલ ખાતાંનો ઉપરી કીધો હતો. અકબરે સતી થવાની ચાલ બંધ પાડી, હિંદુઓમાં બાળલગ્ન કરવાની મના કીધી, વિધવાઓને પુનર્વિવાહ કરવાની છુટ

આપી, તથા કેટલાક ગેરવાજબી કરો અને અઘટીત શિક્ષા કાઢી નાખી. એણે જજીઆવેરો રદ કર્યો ને ધર્મસંબંધી જુલમ બંધ પાડ્યા.

અકબર કદમા ઊંચો, ખુબસુરત, અને મીલનસાર હતો. એ બાબરની માફક મુસાફરીનો શોખીલો હતો. એને બાળપણમાં દારૂનો શોખ લાગ્યો હતો, પણ મોટપણે મિતાહારી થયો હતો. એણે જુદા જુદા ધર્મનો અભ્યાસ કર્યો હતો. એ ઈ. સ. ૧૬૦૫ માં મરણ પામ્યો. એને આગ્રા શેહેરમાં ડાટ્યો હતો અને તે ઉપર એક સુંદર ઘોર બંધાવી હતી. એના મુખ્ય મિત્રો અબુલફાજલ અને ફીઇજી નામના બે ભાઇઓ હતા. અબુલે "અઇને અકબરી" નામનો એક ગ્રંથ રચ્યો હતો, જેમાં અકબરનું જન્મચરિત્ર તથા રાજનીતિ અને જાહેર તથા ખાનગી કામોનો હેવાલ આપેલો છે. એની પછી એનો દીકરો સલીમ ગાદીએ બેઠો.

## સલીમ ૧૬૦૫—૧૬૨૭

એ ઈ. સ. ૧૫૬૭ માં જન્મ્યો હતો. એણે ગાદીએ બેસતાંજ "જહાંગીર" એટલે દુનીયાનો જીતનાર એવું નામ ધારણ કર્યું. એનામાં એના બાપના જેવા સદ્‌ગુણ અને હોશીયારી ન હોતાં તેથી થોડા વખતમાં એના રાજમાં બખેડા થયા, અને જે મુલકો એના બાપે જીતી લીધા હતા તે સઘળા એના હાથમાંથી જતા રહ્યા. એ ઘણો વીષઈ અને બેદરકાર હતો.

સલીમ ગાદીએ બેઠો ત્યારપછી એનો વડો દીકરો ખુશરૂ પંજાબ તરફ જઇ એક મોટું લસ્કર ભેગું કરી એની સામે થયો, પણ સલીમે તેને હરાવી ગ્વાલ્યરના કિલ્લામાં કેદ કર્યો, અને તેના ૭૦૦ સોબતીને એક પછી એક એની નજર આગળ સુળીએ ચઢાવ્યા.

એના રાજમાં જાણવાજોગ બીના નુરજહાંની સાથે એ પ્યારમાં પડયો હતો તે છે. ગરીબી હાલતમાં આવી પડેલા કોઇ ઇરાની ઉમરાવની જુવાન રૂપાળી છોકરી જે તેની માની સાથે અકબરનાં જનાનખાનામાં જતી તે સુંદર સ્ત્રી ઉપર મોહી પડી જહાંગીરે તેને પરણવા દીલ કર્યું; પણ તે હલકા કુળની હતી તેથી અકબરે તેને શેરઅફગાન

નામના એક ઉમરાવ સાથે પરણાવી દીધી. અકબરનાં મરણ પછી સલીમે શીરઅફગાનને મારી નંખાવ્યો, ને ઈ. સ. ૧૬૧૧ માં તેની જોડે લગ્ન કર્યું. સલીમે તેને "નુરમહાલ" એટલે "મેહેલનું નુર" તથા "નુરજહાં" એટલે "જહાનનું નુર" એવું નામ આપ્યું.

ઈ. સ. ૧૬૦૭ માં કપટાન હૉકીન્સ નામનો ગ્રહસ્થ સલીમની દરબારમાં આવ્યો. અહીંયા તે સલીમનો એટલો તો માનીતો થયો કે સલીમે તેને કેટલીએક જગા ને દર વર્ષે ૩,૦૦૦ પૌંડની મેહેસુલ આપવા કહીને પોતાની પાસે રાખ્યો. પણ એ મેહેરબાની ઘણા દિવસ સુધી ચાલી નહીં. મોકીબખાન અને સલીમના વજીર હસનના સમજાવ્યાથી સલીમે તેને દરબાર છોડી જવાનો હુકમ કીધો.

ઈ. સ. ૧૬૧૫ માં ઈંગ્લાંડના પહેલા જેમ્સ રાજાની તરફથી જે બીજો ગ્રહસ્થ સલીમની દરબારમાં આવ્યો હતો તે સર ટામસ રો હતો. સલીમની દરબારમાં બીજા જે એલચીઓ આવ્યા હતા તેના કરતાં એને વધારે સન્માન મળ્યું, પણ હૉકીન્સની માફક એને પણ દરબાર છોડી જવાનો હુકમ થયો હતો ઈ. સ. ૧૬૧૮. એ સિવાય વીજાપુરના રાજાનો ફરીસ્તા નામનો એલચી તથા ફ્રેન્ચ મુસાફર બર્નીઅર સલીમની દરબારમાં આવ્યા હતા.

ખુશરૂ, પાર્વીઝ અને શાહજહાં સિવાય નુરજહાનનાં પેટથી થયલો શેહેરીયાર નામે સલીમનો એક ચોથો દીકરો હતો. આ દીકરાને રાજ મળવાને સારૂં નુરજહાં પ્રયત્ન કરતી હતી. આથી શાહજહાંએ પોતાના બાપની સત્તામાંથી નિકળી એકદમ બંડ ઉઠાવ્યું; પણ તે હર્યો, અને અંતે શાહજહાં પોતાના બાપને તાબે થયો. મોબતખાં નામનો એક ઉમરાવ સલીમના બીજા છોકરા પાર્વીઝની પક્ષ ખેંચતો હતો તેથી નુરજહાંએ તેના ઉપર સરકારી નાણાં ખાઇ જવાનું તોહોમત મુકી તેને કાબુલ બોલાવી મંગાવાને સલીમને સમજાવ્યો. જેલમ નદી આગળ મોબતખાં પોતાના ૫,૦૦૦ ચુંટી કહાડેલા રજપૂત સ્વારો સાથે સલીમ ઉપર તુટી પડયો અને તેને કેદ કર્યો. એનો છુટકો નુરજહાંથી થયો હતો. કાસ્મીર-

થી લાહોર જતાં ઈ. સ. ૧૬૨૭ માં રસ્તામાં સલીમ મરણ પામ્યો. એ દારૂનો ઘણો શોખીલો હતો, અને વારંવાર સોના રૂપાથી પોતાની તુલના કરી તે વહેંચી દેતો.

## શાહજહાં ૧૬૨૭—૧૬૫૮.

એ ઇ. સ. ૧૫૯૪ માં જન્મ્યો હતો. પોતાના બાપનાં મરણની ખબર પડતાં શાહજહાં દક્ષીણથી આગ્રે ગયો. શેહેરીઆર સામો થયો, પણ તેને હરાવી મારી નાખ્યો.

ઈ. સ. ૧૬૨૮ માં દક્ષિણના સૂબા ખાનજહાંન લોદીએ બાદશાહની સત્તાનો ઇનકાર કર્યો ને વીજાપુર તરફ ગોવળકોંદાના રાજાને પોતાની પક્ષમાં લઇ શાહજહાંની સામે થયો. બાદશાહ પોતે તેમની સામો થયો, ને ગોવળકોંદા અને વીજાપુરને તાબેદાર ખંડીઆ રાજ કર્યાં. પોર્તુગીજનાં થાણાં બંગાળામાં હતાં તે એણે લઈ લીધાં; અને તેમનામાંના ઘણાકને નિર્દયપણે મારી નાખ્યા.

શાહજહાંને ચાર દીકરા હતા, દારા, સુજા, મુરાદ, ને ઔરંગજેબ ને બે છોકરીઓ હતી તેમાં એકનું નામ પાદશાહબેગમ અને બીજીનું નામ રોશનરાય હતું. દારા ઉતાવળીઓ અને તામસી હતો; સુજા વીષઇ હતો; મુરાદ મુર્ખ અને આપમતિઓ હતો; ને ઔરંગજેબ ઘણો લોભી, બાહોશ અને લુચ્ચો હતો.

ઇ. સ. ૧૬૫૭ માં શાહજહાં માંદો પડયો ને જીવવાની આશા નહીં રહી, તેથી તેણે પોતાનું સઘળું રાજ પોતાના પાટવી કુંવર દારાને સોંપ્યું. આથી સુજાએ બંડ ઉઠાવ્યું પણ દારાના છોકરા સુલેમાને તેનો કાશી આગળ પરાજય કર્યો. ઔરંગજેબે પેહેલાં ગોવળકોંદાના વજીર મીર જમાલને તથા બીજા સરદારોને હાથ કરી લીધા; અને મુરાદને એવું ઉંધું સમજાવ્યું કે મારે મારી જીંદગી ફકીરીપણામાં ગુજારવી છે, અને તું બીજા ભાઇઓમાં વધારે યોગ્ય છે માટે નાસ્તીક દારા તથા તેના સેનાપતિ જસવંતસિંહને જીતી તને ગાદી અપાવાની મારી ઇચ્છા છે.

મુરાદ બોલાવાયો ને પોતાનું લશ્કર તેની સાથે જોડી દીધું. દારાએ પોતાના સેનાપતિ જસવંતસિંહને તેમની સામે મોકલ્યો, પણ બને ભાઈઓએ ઉજ્જન આગળ તેનો પરાજ્ય કર્યો. ત્યારપછી દારા પોતે તેમની સામે થયો, પણ આગ્રા આગળ હાર્યો. તે કાંઈ કારણસર પોતાના હાથી ઉપરથી નીચે ઉતર્યો, તેથી તેનાં લશ્કરે હાથી ખાલી જોઈ દારા લડાઈમાં માર્યો ગયો એમ સમજી નાસવા માંડયું, અને ઔરંગજેબ ને મુરાદ ફતેહ પામ્યા. આ લડાઈમાં મુરાદ ઘાયલ થયો હતો તેથી રાજનો સઘળો કારભાર ઔરંગજેબ ચલાવવા લાગ્યો. ત્યારપછી તે આગ્રે ગયો ને પોતાના બાપ શાહજહાંને નજર કેદ કરી તેનું રાજ છીનવી લીધું ઈ. સ. ૧૬૫૮. શાહજહાં આગ્રામાં કેદ રહી ઈ. સ. ૧૬૬૮ માં મરણ પામ્યો.

ઔરંગજેબે આલમગીર નામ ધારણ કરી દિલ્હીનો બાદશાહ છે એવું જાહેર કીધું ઈ. સ. ૧૬૫૮. પહેલાં તેણે દગાથી મુરાદને કેદ કીધો ને પછી જૂઠું બહાનુ કહાડી મારી નંખાવ્યો. પાછળથી સુજા ઔરંગજેબની સામો થયો પણ કજવા આગળ હાર્યો ઈ. સ. ૧૬૫૯. શાહજહાંએ દિલ્હીમાં મોટી મોટી ઈમારતો તથા મસીદો બંધાવી હતી. તેણે પોતાને માટે હીરા મોતી તથા માણેકથી મઢેલું એક તખ્ત કરાવ્યું તેમાં સાડા છ કરોડ રૂપીઆ ખરચ્યા તથા પોતાની બેગમ મુમતાજ મેહેલની યાદગારી સારૂં પચોતેર લાખ રૂપીઆ ખરચી આગ્રાની અંદર એક સુંદર ઇમારત બંધાવી તેને તાજમેહેલ કહે છે.

## ઔરંગજેબ ઇ. સ. ૧૬૫૮—૧૭૦૭.

એ ઈ. સ. ૧૬૧૮ માં જન્મ્યો હતો. પોતાના ભાઈઓને મારી નાંખી તથા પોતાના બાપને કેદ કરી ઈ. સ. ૧૬૫૮ માં ગાદીએ આવ્યો. ગાદી ઉપર બેઠા પછી એણે "આલમગીર" એટલે દુનિયાનો જીતનાર એવો ખેતાબ લીધો, તેની ગાદીનો દાવો કરનારા સઘળા મરણ પામ્યા હતા, તોપણ એ ઝાઝીવાર નીરાંતથી બેસી શકયો નહીં. દક્ષિણમાં સિંહાદ્રી પર્વતની હારમાં કોકન કરીને પ્રાંત છે ત્યાં એક ઘણો હોશિયાર,

ચતુર અને શૂરો શિવાજી નામનો સરદાર હતો. ઇ. સ. ૧૬૨૭ માં સ્યુનેરી નામના પહાડ ઉપર એ જન્મ્યો હતો. ઔરંગઝેબ ગાદી ઉપર આવ્યો ને પેહેલાં એણે લડાઇ કરી દક્ષિણમાં ઘણી સત્તા મેળવી હતી.

ઇ. સ. ૧૬૬૫ માં ઔરંગઝેબે પોતાના સરદાર સહીસ્તખાંને એક લશ્કર આપી શિવાજીને તાબે કરવા મોકલ્યો. આ સરદારે તેના ઘણાએક કિલ્લા જીતી લીધા ને સિંગર આગળ તેને હરાવ્યો. ઔરંગઝેબ તેકે જીવતાં સુધી મરાઠા સાથે લડ્યો હતો, તોપણ એ તેમને પુરેપુરા તાબે કરી શક્યો નહીં.

એણે હીંદુઓનાં દેહેરાંનો નાશ કીધો, તેમાંની મૂર્તિઓ ભાંગી નાંખીને તે ઠેકાણે મસીદો બંધાવી.

અકબરે હિંદુઓને જજીઆવેરામાંથી છુટા કીધા હતા તે ઔરંગઝેબે પાછો લેવા માંડ્યો. આથી રજપુતોનાં દીલ ઉસકેરાયાં. દુરગાદાસ તથા મેવાડ ને જેપુરના રાજા રામસીંગની સરદારી હેઠળ શૂરા રજપુતો તેની સામે થયા. ઔરંગઝેબે પોતાના દીકરા મોઆઝીમ, અઝીમ, અને અકબરને તેમની સામે મોકલ્યા; પણ દુરગાદાસે અકબરને તેના બાપની ગાદીપર બેસાડવાને મદદ આપવા કહી પોતાની તરફ ખેંચી લીધો ને તેના બાપની સામે હુમલો કરવા મોકલ્યો. એ લડાઇમાં અકબરની હાર થઇ તેથી તેને દક્કનમાં જઇ શિવાજીના છોકરા સંભાજીનો આશરો લેવો પડ્યો, જેણે તેને દગાથી મારી નાંખ્યો.

ઔરંગઝેબે વીજાપુર, અહમદનગર, ગોવળકોંડા, કંજેવરામ, સતારા સર કર્યાં. ઇ. સ. ૧૭૦૧ માં સર વિલિયમ નોરીસ નામનો અંગ્રેજી એલચી ઔરંગઝેબની દરબારમાં આવ્યો. ઔરંગઝેબને એવી બીક રહેતી હતી કે જેવી રીતે મેં મારા બાપને દુઃખ દીધું છે તેવી રીતે મારા દીકરાઓ મને દુઃખ દેશે, તેથી મરતાં સુધી તેમને પોતાની પાસે આવવા દેતો નહીં. એનો જીવ જતાં પેહેલાં એણે જે જે પાપ કર્યાં હતાં તે સાંભરી આવ્યાં, તેથી હવે એના શા હાલ થશે તેની એને

ચિંતા થઇ. મરાઠા સાથે લડતાં દિલ્હીનાં રાજનો પાયો એણે નબળો કરી નાંખ્યો હતો; અને વળી એના પછી આવનારાઓમાં રામ નહી તેથી ઇરાનના બાદશાહ નાદીરશાહે હુમલો કરી હજારો માણસને મારી નાંખી લોહીની નીકો વહેવડાવીને એ રાજનો નાશ કર્યો ઇ. સ. ૧૭૩૮. ઇ. સ. ૧૭૦૬ માં ઔરંગઝેબ અહમદનગર ગયો, ત્યાં તે ૧૭૦૭ માં મરણ પામ્યો. એનાં મરણ પછી એના દીકરાઓ વચ્ચે ગાદી માટે લડાઇ થઇ તેમાં એનો વડો દીકરો શાહઆલમ ગાદીએ બેઠો.

## શાહઆલમ ઈ. ૧૭૦૭—૧૭૧૨.

ઔરંગઝેબનાં મરણ પછી એનો વડો દીકરો શાહઆલમ ગાદીએ આવ્યો. એને બહાદુરશાહ પણ કહેતા. એના વખતમાં રજપૂતોએ જજીઆવેરો આપતો બંધ પાડ્યો. એને સઘળો વખત સીખ લોકો સામે લડવું પડ્યું હતુ તેમાં બંને પક્ષવાળાને ભારે નુકસાન થયું હતુ.

## જહાંદારશાહ ઈ. સ. ૧૭૧૨—૧૭૧૩.

એની પછી જહાંદારશાહ ગાદીએ બેઠો. એ ઘણો વિષઇ હતો, તેથી એની રૈયતે એની સામે બળવો કરી બહાદુરશાહના પૌત્ર ફરૂકશીરને ગાદીએ બેસાડ્યો.

## ફરૂકશીર ઇ. સ. ૧૭૧૩—૧૭૧૯

એણે આગલા રાજા જહાંદારશાહને ઈ. સ. ૧૭૧૩ માં આગ્રાની લડાઇમાં હરાવ્યો, ને સૈયદ હુસેનઅલ્લી અને સૈયદ અબ્દલ્લાની મદદથી પોતે ગાદીએ બેઠો. પણ પાછળથી તેઓની સામે થવાથી તેઓએ એને ઇ. સ. ૧૭૧૯ માં મારી નાંખી બે બાળક રાજાઓને ગાદીએ બેસાડ્યા. તેઓ માત્ર થોડા મહીના ગાદીએ બેઠા એટલામાં મરણ પામ્યા.

## મહમદશાહ ઈ. સ. ૧૭૧૯—૧૭૪૮.

એના વખતમાં ઇરાનના બાદશાહ નાદીરશાહે દિલ્લીપર ચઢી આવી મુગલો ઉપર મોટી ફતેહ મેળવી તેમનાં રાજ્યનો પાયો નબળો કરી મૂક્યો ઈ. સ. ૧૭૩૮. પોતાનાં રાજ્યનો વિસ્તાર વધારવા કરતાં લૂટ મેળવવાનો

એનો હેતુ વધારે હતો. એટલા માટે જ્યારે મહમદશાહે એને બેસુમાર ખજાનો આપવા જણાવ્યું ત્યારે ખુશીથી કબુલ કરી પોતાનાં લશ્કરને લડાઈ કરતાં બંધ પાડયું. પણ આ વખતે એવી બુમ ઉડી રહી કે નાદીરશાહ મરણ પામ્યો, જેથી મોગલો એનાં લશ્કરપર તુટી પડ્યા અને ઘણાકને મારી નાંખ્યા. આ ખબર પડતાં નાદીરશાહનો ગુસ્સો રહી શકયો નહીં અને પોતાનાં લશ્કરને મોગલો ઉપર કતલ ચલાવવાને છુટ આપી. શાહજાંહે પોતાને માટે જે અમૂલ્ય તખ્ત કરાવ્યું હતુ તેનો એણે નાશ કર્યો અને લુટી લીધું. એ દિલ્લીમાંથી એટલો ખજાનો લુટી લાવ્યો હતો કે પોતાની ઇરાની રૈયત પાસેથી એક વર્ષ સુધી કર લેતો બંધ કીધો હતો. આ બનાવ પછી મહમદશાહની સત્તા ફકત નામનીજ હતી, તથા એનાં ઘણાંક રાજ્યો એના હાથમાંથી જતાં રહ્યાં હતાં.

**અહમદશાહ** ૧૭૪૮–૧૭૫૪:–એના વખતમાં અહમદ દુરાનીએ ચઢાઈ કરી તેને પંજાબમાંથી પાછો કાઢયો. એના વખતમાં રોહીલા લોકોએ બંડ કર્યું તે સમયું નહીં, પણ પાછળથી મરાઠાઓની મદદથી તે મટાડયું ઇ. સ. ૧૭૫૦. એ પછી ઇ. સ. ૧૭૫૪ માં ગાજીઉદીન નામે સરદારે બાદશાહને આંધળો કરી મારી નાખ્યો.

**આલમગીર બીજો** ૧૭૫૪–૧૭૫૯:–ગાજીઉદીને એને ગાદી અપાવી. એ સરદાર દુષ્ટ હતો. તેણે પંજાબના સુબાને કાઢી મુકયો તેથી અબદલી ૧૭૫૬માં ફરીથી ચઢી આવ્યો ને દિલ્લીમાં લુટ ચલાવી, મથુરાનું પવીત્ર શેહેર લુટી પોતાને સ્વદેશ ગયો. તેના ગયા પછી મરેઠાઓએ પંજાબનો કબજો લીધો તેથી ૧૭૫૯ માં તે ચઢી આવ્યો. એ વેળાએ ગાજીઉદીને બાદશાહને મારી નાખ્યો.

**શાહઆલમ બીજો** ૧૭૫૯—૧૮૦૬ **(પાણીપતની છેલ્લી લડાઇ)**—આ વખતે એટલે ઇ. સ. ૧૭૬૦ માં ત્રીજા પેશવા બાળાજી બાજીરાવના વખતમાં મરાઠાઓની સત્તા ઘણી વધી ગઇ હતી. તેઓનું જોર નરમ પાડવા આફગાન જાતનો સરદાર અહમદશાહ બહાર પડયો. એ

અરદારનું રાજ પેહેલાં કંદહારમાં થયું હતું. એણે પાછળથી પંજાબ અને મુલતાન હાથ કર્યા હતાં. સદાશીવરાવ જેણે ઇ. સ. ૧૭૬૦ માં ઉદગીરની લડાઇમાં મોગલોને હરાવ્યા હતા, તેણે લાહોર હાથ કર્યું એવી ખબર પડતાં અહમદશાહ એક મોટાં લશ્કર સાથ એની સામો થયો. સદાશીવ-રાવને આ લડાઇમાં રજપૂતો, પીંઢારી અને ઘણાખરા સઘળા હિંદુ રાજાઓથી મદદ મળી હતી, જ્યારે રોહીલા લોકો તથા અયોધ્યાના નવાબ અહમદશાહને જઇ મળ્યા હતા. બંનેનું લશ્કર પાણીપતનાં મેદાન-માં જઇ મળ્યું. ત્યાં ઇ. સ. ૧૭૬૧ માં એક ભારે યુદ્ધ થઇ રહ્યું. પેહેલાં તો એવું જણાયું કે મરાઠાનો જય થશે, પણ પાછળથી આફગાનોએ ભારે શરાતન બતાવ્યું અને મોટા ઉમંગથી લડ્યા એટલે મરાઠાઓ સદા-શીવરાવને છોડી ગયા ને આફગાનોનો જય થયો. એવું કહે છે કે આ લડાઇમાં બે લાખ મરાઠાઓ માર્યા ગયા હતા.

પછી બાદશાહ ૧૭૭૧ સુધી ઇંગ્રેજના કબજામાં રહ્યો, અને તેજ સાલમાં મરાઠાઓએ તેને થોડોક મુલક આપી પોતાને તાબે રાખ્યો. ૧૭૮૬ માં ગુલામ કાદર નામના સરદારે તેને આંધળો કર્યો, પછી સીંધ્યાએ તેને તાબે કર્યો, જેના હાથમાંથી લાર્ડ લેકે તેને ૧૮૦૩ માં છોડવ્યો અને ૧૮૦૬ માં તે મરણ પામ્યો.

**અકબર બીજો** ૧૮૦૬–૧૮૩૭ એ બાદશાહ માત્ર નામની ગાદી ભોગવી ૧૮૩૭ માં મરણ પામ્યો. એની પછી એનો દીકરો મહ-મદ બહાદુરશાહ ગાદીએ બેઠો.

**મહમદ બહાદુરશાહ** ૧૮૩૭–૧૮૫૮ એ મોગલવંશનો છેલ્લો બાદશાહ હતો. તેને ઇંગ્રેજોએ પાળ્યો પણ ૧૮૫૭ ના બળવામાં સામેલ થવાથી તેને રંગુનમાં કેદ કર્યો, જ્યાં ૧૮૬૨ માં મરણ પામ્યો. એ રીતે મોગલ વંશનો છેડો આવ્યો. એ વંશે ૩૩૨ વરસ સુધી રાજ કર્યું, તેમાં ૭ બાદશાહ ઉત્તમ થયા અને બાકીનાઓના વખતમાં રાજની પડતી દશા થઈ. બધામાં અકબર ઉત્તમ હતો. તેણે હીંદુ, મુસલમાનોને એક ગણીને રૈયતને સુખી તથા આબાદ કરી હતી.

૬૩૧૯



# હિંદુસ્તાનના ઇતિહાસમાં મહમદશાહનાં રાજ્ય સુધી સાલવાર બનેલી લડાઇઓ.

| વર્ષ. | લડાઇ. | કોણની વચ્ચે. | પરિણામ (જીતનારા) |
|---|---|---|---|
| ઇ. સ. પૂર્વે | | | |
| ૫૦૦૦ | પાણીપત | પાંડવ—કૌરવ | પાંડવ |
| ૩૨૭ | જેલમ | સિકંદર—પોરસ | સિકંદર |
| ઇ. સ. | | | |
| ૧૦૦૧ | પેશાવરની પહેલી | મહમદ ઘિજની—જેપાળ | મહમદ |
| ૧૦૦૮ | ,, બીજી | ,, અનંગપાળ | ,, |
| ૧૦૨૪ | સોમનાથ | ,, ભીમદેવ | ,, |
| ૧૧૯૩ | પાણીપત | મહમદ શાહબુદીન—પૃથુરાજ | પૃથુરાજ |
| ૧૧૯૩ | થાનેશ્વર | ,, ,, ,, | શાહબુદીન |
| ૧૫૨૬ | પાણીપત | બાબર—ઇબ્રાહીમ લોદી | બાબર |
| ૧૫૨૭ | સિકરી | ,, રજપૂત (સંગની સરદારી તળે) | ,, |
| ૧૫૪૦ | કનોજ | શીરશાહ—હુમાયું | શીરશાહ |
| ૧૫૫૬ | પાણીપત | બેહેરામ—હેમુ, સીકંદર શુર | બેહરામ |
| ૧૬૨૬ | જેલમ | જહાંગીર—મોહબતખાં | મોહબતખાં |
| ૧૬૫૭ | કાશી | દારા—સુજા | દારા |
| ,, | આગ્રા | ઔરંગજેબ—દારા | ઔરંગજેબ |
| ,, | ઉજ્જન | મોરાદ, ઔરંગજેબ-જસવંતસિંહ | મોરાદ,ઔ० |
| ૧૬૫૯ | કજવા | ઔરંગજેબ (આલમગીર)—સુજા | આલમગીર |
| ૧૬૬૫ | સીંગર | મોગલ—શિવાજી | મોગલ |
| ૧૭૧૩ | આગ્રા | જહાંદારશાહ—ફરૂખશીર | ફરૂખશીર |
| ૧૭૨૦ | શાહાપુર | સૈયદ—અબદલ્લા, નિઝામ | સૈયદ |
| ૧૭૩૮ | કર્નાલ | નાદિરશાહ—મોગલો | નાદિરશાહ |
| ૧૭૪૮ | સરહીંદ | મોગલો—અહમદશાહ અબદલ્લા | મોગલો |
| ૧૭૬૦ | ઉદગીર | મરાઠા—મોગલો | મરાઠા |
| ૧૭૬૧ | પાણીપત | મરાઠા—અહમદશાહ અબદલ્લા | અહમદશાહ |

૯૬૭ મહમદ ઘિજનીનો જન્મ થયો.
૧૦૩૦ મહમદ ઘિજની મરણ પામ્યો.
૧૧૯૩ પાણીપતની લડાઇ. મહમદ શાહબુદીન પૃથુરાજથી હાર્યો.
૧૧૯૩ થાનેશ્વરની લડાઈ. પૃથુરાજ શાહબુદીનથી માર્યો ગયો.
૧૨૧૭ તાતાર જાતના સરદાર જંઘીસખાંએ દિલ્લીપર સ્વારી કરી.
૧૩૯૮ મોગલ લોકનો સરદાર તૈમુર દિલ્લી ઉજડ કરી પાછો ફર્યો.
૧૪૮૨ બાબરનો જન્મ થયો.
૧૫૨૬ પાણીપતની લડાઇ. ઇબ્રાહીમ લોદી બાબરને હાથે માર્યો ગયો.
૧૫૨૭ સિકરીની લડાઈ. બાબરે સંગની સરદારી તળે રજપૂતોને હરાવ્યા.
૧૫૨૮ બાબરે ચંદેરીના કિલ્લાપર ઘેરો ઘાલ્યો.
૧૫૩૦ બાબર મરણ પામ્યો.
૧૫૪૦ કનોજની લડાઈ. શીરશાહ હુમાયુંને હરાવી દિલ્લીનો શેહેનશાહ થયો.
૧૫૪૩ અમરકોટ આગળ અકબરનો જન્મ થયો.
૧૫૫૬ હુમાયું મરણ પામ્યો.
૧૫૫૬ પાણીપતની લડાઈ. હેમુ બેહરામને હાથે માર્યો ગયો.
૧૫૬૦ અકબરે બેહરામખાંના હાથમાંથી રાજસત્તા લીધી.
૧૬૦૫ અકબર મરણ પામ્યો.
૧૬૧૧ જહાંગીર નુરજહાં સાથે પરણ્યો.
૧૬૨૬ મોબતખાં નામના સરદારે સલીમને કેદ કરી લીધો.
૧૬૨૭ સલીમ મરણ પામ્યો.
૧૬૨૭ શિવાજીનો સ્યુનરીના કિલ્લામાં જન્મ થયો.
૧૬૫૦ શાહજહાં માંદો પડયો.
૧૬૫૮ ઔરંગજેબે પોતાના બાપ શાહજહાં અને મોરાદને કેદ કીધા.
૧૬૬૫ મોગલ લોકે શિવાજીને સીંઘર આગળ હરાવ્યો.
૧૬૬૫ રેઘર આગળ શિવાજી મરાઠાનો રાજા થયો.
૧૬૬૮ શાહજહાં મરણ પામ્યો.

૧૬૮૦ શિવાજી મરણ પામ્યો.
૧૭૦૭ ઔરંગજેબ અહમદનગરમાં મરણ પામ્યો.

### પેશવા.

| | |
|---|---|
| બાળાજી વિશ્વનાથ. ... ... ... ... | ૧૭૧૪–૨૦ |
| બાજીરાવ પહેલો. ... ... ... ... | ૧૭૨૦–૪૦ |
| બાળાજી બાજીરાવ. ... ... ... ... | ૧૭૪૦–૬૧ |
| માધવરાવ ... ... ... ... ... | ૧૭૬૧–૭૨ |
| નારાયણરાવ. ... ... ... ... ... | ૧૭૭૨–૭૩ |
| માધવરાવ નારાયણ. ... ... ... ... | ૧૭૭૩–૯૫ |
| બાજીરાવ બીજો. ... ... ... ... | ૧૭૯૫–૧૮૧૮ |

# રાજાઓની વંશાવળી.

## ગિજની વંશ ૧૦૦૧—૧૧૮૪.

| | |
|---|---|
| મહમદ ગિજની... ... ... ... ... | ૧૦૦૧—૩૦ |

## ઘોરી વંશ ૧૧૮૪—૧૨૦૬.

| | |
|---|---|
| શાહબુદીન ઘોરી. ... ... ... | ૧૧૮૪—૧૨૦૫ |

## ગુલામી વંશ ૧૨૦૬—૧૨૯૦.

| | |
|---|---|
| કુતબુદીન ... ... ... ... ... | ૧૨૦૬—૧૦ |
| આરામ. ... ... ... ... ... | ૧૨૧૦—૧૦ |
| અલ્તમસ ... ... ... ... ... | ૧૨૧૦—૩૫ |
| રૂકનુદીન ... ... ... ... ... | ૧૨૩૫—૩૬ |
| રજીઆ બેગમ. ... ... ... ... | ૧૨૩૬—૩૯ |
| બેહરામ ... ... ... ... ... | ૧૨૩૯—૪૧ |

મસુદ. ... ... ... ... ... ૧૨૪૧—૪૬
નાસરૂદીન મહમદ ... ... ... ... ૧૨૪૬—૬૫
ગ્યાસુદીન બલબન ... ... ... ... ૧૨૬૫—૮૭
કૈકુબાદ. ... ... ... ... ... ૧૨૮૭—૯૦

## ખિલજી વંશ ૧૨૯૦—૧૩૨૦.

જલાલુદીન ખિલજી... ... ... ... ૧૨૯૦—૯૫
અલાઉદીન... ... ... ... ... ૧૨૯૫—૧૩૧૫
ઉમર ... ... ... ... ... ૧૩૧૫—૧૬
મુબારક. ... ... ... ... ... ૧૩૧૬—૨૦

## તઘલખ વંશ ૧૩૨૦—૧૪૧૨

ઘાઝીખાં તઘલખ ... ... ... ...૧૩૨૦—૨૫
મહમદ તઘલખ. ... ... ... ...૧૩૨૫—૫૧
ફિરોજશાહ ... ... ... ... ...૧૩૫૧—૮૮
ગ્યાસુદીન બીજો. ... ... ... ... ૧૩૮૮—૮૯
અબુબક્ર. ... ... ... ... ... ૧૩૮૯—૮૯
નાસરૂદીન. ... ... ... ... ... ૧૩૮૯—૯૨
સિકંદર (હુમાયું) ... ... ... ... ૧૩૯૨—૯૨
મહમદ બીજો. ... ... ... ... ૧૩૯૨—૧૪૧૨

## સૈયદ વંશ ૧૪૧૪—૧૪૫૦.

સૈયદ ખીજરખાં ... ... ... ... ૧૪૧૪—૨૧
સૈયદ મુબારક. ... ... ... ... ૧૪૨૧—૩૩
સૈયદ મહમદ. ... ... ... ... ૧૪૩૩—૪૩
સૈયદ આલમ. ... ... ... ... ૧૪૪૩—૫૦

# લોદી વંશ ૧૪૫૦—૧૫૨૬.

[illegible]લોલખાં લોદી ... ... ... ...૧૪૫૦—૮૮

[illegible] લોદી... ... ... ... ...૧૪૮૮—૧૫૧૭

ઇબ્રાહીમ લોદી ... ... ... ...૧૫૧૭—૨૬

# મોગલ વંશ ૧૫૨૬—૧૫૪૦ ને ૧૫૫૫—૧૮૫૮.

બાબર ... ... ... ... ...૧૫૨૬—૩૦

હુમાયું ... ... ... ૧૫૩૦—૪૦ ને ૧૫૫૫—૫૬

# અફગાન વંશ ૧૫૪૦—૧૫૫૫.

શેરશાહ. ... ... ... ... ...૧૫૪૦—૪૫

સલીમશાહ. ... ... ... ... ...૧૫૪૫—૫૩

ફિરોઝ. ... ... ... ... ...૧૫૫૩—૫૩

મહમદ આદીલશાહ. ... ... ... ...૧૫૫૩—૫૫

સિકંદર શુર ... ... ... ... ...૧૫૫૫—૫૫

# મોગલ વંશ ૧૫૫૬—૧૮૫૮.

અકબર. ... ... ... ... ...૧૫૫૬—૧૬૦૫

જહાંગીર. ... ... ... ... ...૧૬૦૫—૨૭

શાહજહાં. ... ... ... ... ...૧૬૨૭—૫૮

ઔરંગજેબ અથવા આલમગીર પહેલો. ... ...૧૬૫૮—૧૭૦૭

શાહઆલમ. ... ... ... ... ...૧૭૦૭—૧૨

જહાંદારશાહ ... ... ... ... ...૧૭૧૨—૧૩

| | |
|---|---|
| ફરૂખશીર ... ... ... ... | ...૧૭૧૩—૧૯ |
| મહમદશાહ ... ... ... ... | ...૧૭૧૯—૪૮ |
| અહમદશાહ... ... ... ... | ...૧૭૪૮—૫૪ |
| આલમગીર બીજો. ... ... ... | ...૧૭૫૪—૫૯ |
| શાહઆલમ બીજો. ... ... ... | ...૧૭૫૯—૧૮૦૬ |
| અકબર બીજો. ... ... ... | ...૧૮૦૬—૩૭ |
| મહમદ બહાદુરશાહ. ... ... ... | ...૧૮૩૭—૫૮ |



